# ભજનિકા

અરદેશર ફરામજી ખબરદાર



બે રૂપિયા

વ્યોમવિશાળાં બ્રહ્મશિખર પર સ્નેહભર્યો ઝુલાઉં રે:
હો હરિવર! તુજ જગ છે નાનું, ક્યાં જઈ અદલ સમાઉં
હરિવર મારા!

ભમરહારનાં અન્ય સર્જનો

## કલ્યાણિકા

ભક્ત હૃદયની આરઝૂ અને તત્ત્વ-ચિંતનના ગાંભીર્યથી તરબોળ સુગેય લોકપ્રિય ઢાળોમાં રચાયેલાં આત્મ-લક્ષી કાવ્યો અને ભજનોનો નવો સંગ્રહ, ટિપ્પણ સાથે : રૂ. ૨



## દર્શનિકા

જીવનનાં ગૂઢ રહસ્યો સમજાવતું આધ્યાત્મિક તત્ત્વચિંતનથી ભરપૂર, સરળ શૈલી અને એક જ છંદ વડે ઊર્મિ અને અર્થનો સમન્વય સાધતું ૧૦૦૮ પંક્તિનું અખંડ શુકનમય લોકપ્રિય દીર્ઘ કાવ્ય. સુધારેલી નવી આવૃત્તિ. રૂ. ૨ા



## રાસચંદ્રિકા

### ભાગ ૧-૨ સાથે

માધુર્ય ને પ્રસાદથી ભરપૂર, સરળ ભાષામાં તથા અનેકાનેક પરિચિત ઢાળોમાં રચાયેલા, ગરવી ગુજરાતણને કંઠે રમી રહેલા ૧૨૫ ગરબા ને રાસનો ૩૦૦ પૂઠાંનો સંગ્રહ.

રૂ. ૨ા

# કર્તાનાં પ્રગટ અને અપ્રગટ પુસ્તકો

## ગુજરાતીમાં

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | કાવ્યરસિકા ... ... | કિંમત રૂા. | ૧–૮–૦ | ( પૃ. ૧૮૮ ) |
| ૨ | વિલાસિકા ... ... | ,, | ૧–૮–૦ | ( ,, ૨૦૦ ) |
| ૩ | પ્રકાશિકા ... ... | ,, | ૧–૪–૦ | ( ,, ૧૮૨ ) |
| ૪ | મલબારીનાં કાવ્યરત્નો ... | ,, | ૩–૦–૦ | ( ,, ૪૫૦ ) |
| ૫ | ભારતનો ટંકાર (ત્રીજી આવૃત્તિ) | ,, | ૧–૦–૦ | ( ,, ૯૦ ) |
| ૬ | સંદેશિકા ... ... | ,, | ૧–૦–૦ | ( ,, ૧૮૮ ) |
| ૭ | કલિકા ... ... ... | ,, | ૨–૦–૦ | ( ,, ૨૬૦ ) |
| ૮ | ભજનિકા (બીજી આવૃત્તિ) પાકું પૂઠું | ,, | ૨–૦–૦ | ( ,, ૧૬૪ ) |
| ૯ | રાસચંદ્રિકા, ભાગ ૧ લો, (ઊંચા કાગળ) | ,, | ૦-૧૪-૦ | ( ,, ૧૨૦ ) |
| | ,, ,, ગીલ્ટ પૂઠું | ,, | ૧–૪–૦ | ( ,, ,, ) |
| ૧૦ | દર્શનિકા (બીજી આવૃત્તિ) ,, | ,, | ૩–૦–૦ | ( ,, ૪૪૦ ) |
| ૧૧ | પ્રભાતનો તપસ્વી અને કુક્કુટદીક્ષા (બીજી આવૃત્તિ) | ,, | ૦–૮–૦ | ( ,, ૭૦ ) |
| ૧૨ | કલ્યાણિકા ... ... | ,, | ૨–૦–૦ | ( ,, ૧૭૬ ) |
| ૧૩ | રાષ્ટ્રિકા ... ... | ,, | ૨–૮–૦ | ( ,, ૨૪૮ ) |
| ૧૪ | રાસચંદ્રિકા, ભાગ ૧–૨ સાથે | ,, | ૩–૦–૦ | ( ,, ૩૦૪ ) |

## અંગ્રેજીમાં

| | | | | |
|---|---|---|---|---|
| ૧૫ | The Silken Tassel .... | ,, | ૨–૮–૦ | ( ,, ૧૩૬ ) |

## હવે પછી છપાશે

૧૬ કેટલાંક પ્રતિકાવ્યો

૧૭ પ્રભાતગમન (વર્ણનકાવ્ય)

૧૮ લગ્નગીતા

૧૯ ગુજરાતી કવિતા અને અપદ્યાગદ્ય

૨૦ ગુજરાતી કવિતાની રચનાકળા (મુંબઇ યુનિવર્સિટી તરફથી)

૨૧ મનુરાજ નાટક (અખંડ પદ્યમાં)

૨૨ અમરદેવી નાટક

૨૩ યુગરાજ મહાકાવ્ય

૨૪ ગદ્યસંગ્રહ, ભાગ ૧ લો

૨૫ ગદ્યસંગ્રહ, ભાગ ૨ જો

૨૬ Leaf and Flower

૨૭ The Rest-House of the Spirit

# ભજનિકા

અરદેશર ફરામજી ખબરદાર

બે રૂપિયા

સંવત ૧૯૯૭ ઇ. સ. ૧૯૪૧

: પ્રકાશક :
અરદેશર ફરામજી ખબરદાર
૭૮૮, પારસી કૉલોની, દાદર,
મુંબઇ–૧૪

ઇ. સ. ૧૯૪૧
સંવત ૧૯૯૭





બીજી આવૃત્તિ
૧૧૦૦

: મુદ્રક :
અમૃતલાલ પ્રભાશંકર સાતા,
સ્ટેટ્સ પીપલ પ્રેસ,
૧૩૮, મેડોઝ સ્ટ્રીટ, કોટ, મુંબઇ

# સતગુરુને ચરણે

· ધોળ ·

એવા સતગુરુને ચરણે અમ શરણું સાંપડો,
જેના શ્વાસે વહેતી પ્રભુની સતત સુગંધ;
જેનાં લોચનમાં સરતાં તેજો બ્રહ્માંડનાં,
જેણે માયાને બાંધ્યા કાયાના બંધ:
એવા સતગુરુને ચરણે અમ શરણું સાંપડો! ૧

જેણે અંગે ચોળી ભસ્મ કરી સંસારની,
જેણે કંઠે ઘાલ્યો મૃત્યુતણો મણિહાર;
જેની પાવડીએ રજ લાગી સાતે સ્વર્ગની,
જેને પગલે પડતા મોક્ષતણા ચિતાર:
એવા સતગુરુને ચરણે અમ શરણું સાંપડો! ૨

જેણે જીત્યા છે કિલ્લા કાયાના કોટિધા,
જેણે જીત્યા વાયુબાંધ્યા મનના મહેલ;
જીતીને જીતાડી જાણે જે પરામાત્મને,
હીરો ઝળકાવે પથ્થરને પાડી પહેલ:
એવા સતગુરુને ચરણે અમ શરણું સાંપડો! ૩

જેની ઉરગંગામાં અમૃત નિર્મળ નેહનાં,
જેને મુખસાગર ગરજે પળપળ પ્રભુગાન;
જેનો આત્મા આતસ જેવો પાક ધગે સદા,
જેનું જીવન રંક પરંતુ વિચાર મહાન:
એવા સતગુરુને ચરણે અમ શરણું સાંપડો! ૪

ધારે ત્યારે દેવ ઉતારી દે જે સ્વર્ગથી,
ધારે ત્યારે માનવ મર્ત્ય ચઢાવે સ્વર્ગ:
એવા સતગુરુનો અદ્ભુત પારસમણિસ્પર્શ હો,
ફૂટો અમ મટ્ટીમાં પ્રભુજ્યોતિનાં ભર્ગ!
એવા સતગુરુને ચરણે અમ શરણું સાંપડો! ૫

**અરદેશર ફરામજી ખબરદાર**

# ઉત્તરાલાપ

"હરિભજન વિના,
દુઃખદરિયા સંસારનો પાર ન આવે;
જડબુદ્ધિ જીવ,
સંત વિના શુદ્ધ મારગ કોણ બતાવે?"
—મંજુકેશાનંદ સ્વામી

**અ**ખૂટ ધૈર્ય ધારણ કરતી ધરણીના હૃદયમાં રાત્રિ પથરાઈ પડેલી હોય, છતાં પ્રભુની અમૃતજ્યોતિના સ્મરણરૂપ અગણિત તારાઓની આંખોમાંથી તેજ ટપક્યા જ કરે, ધરણી એ તેજનાં બિંદુઓમાં પણ શ્રદ્ધા રાખીને વાટ જોયા જ કરે, ને તારાઓ પણ ટપકી ટપકીને જાણે પીગળી જતા હોય એમ ધરણીના ધૈર્યને લાગવા માંડે, ત્યારે દિશાના પડદા ફાડીને ભર આકાશમાં કંકુના મુઠ્ઠા ભરીભરીને ચોમેર ઉછાળતો તેજોપુંજ સમો સૂર્ય ધરણીને બારણે પધારે અને પળવારમાં બધું ઝળહળ ઝળહળ કરી દે, અને ધરણીનું હૃદય આનંદમય બને: એવો આનંદ પ્રભુના નામની ખરી લગની જેને લાગી હોય તેને એક સુભગ પળે જરૂર મળે છે. એ આનંદની અગાધતા એના ભોગવનારના અનુભવની જ વાત છે. એ કોઈને વાણીથી દર્શાવી શકાય તેવી વસ્તુ નથી. છતાં સંતજનો જેમણે એ બ્રહ્માનંદનો અપૂર્વ આસ્વાદ લીધો છે તેનો "જડબુદ્ધિ જીવ"ને પણ અનુભવ કરાવવા ભજનગીતોમાં પોતાના હૃદયની લગની રેડે છે, અને "દુઃખદરિયા સંસારનો પાર" પામવા તેને ઉદ્‌બોધન આપીને પ્રભુનો "શુદ્ધ મારગ બતાવે" છે.

ભજન એટલે તો આત્માર્પણનું ગીત. પ્રભુ છે કે નહીં તે સાબિત કરવા બુદ્ધિના પ્રયત્નો સફળ થવાનો સંભવ નથી. એ તો આત્માની અને હૃદયના અનુભવની વાત છે. અને એ અનુભવ જેને થયો છે તેનો આનંદ પણ ઓર છે. ભજનથી હૃદયને જે સહજ તૃપ્તિ મળે છે અને આત્માના ઊંડા તારોનાં આંદોલનો મનને જે પ્રફુલ્લતા અર્પે છે, તે 'જડબુદ્ધિ'ના હજારો વાદોથી મળી શકતી નથી. ભજનમાં દૈહિક કે ઐહિક સુખની માગણી નથી, ખરો ભજનિક તો પ્રભુને જ સર્વસ્વ અર્પણ કરી દે છે. પ્રભુ એટલે ગોચરાગોચર બધું જ વિશ્વ: એ બધું જ ભજનિકને મન પોતાનું થાય તો પછી માગવાનું બાકી શું રહે? એ તો પ્રભુને જ જીતી લેવા મથે છે.

આ "ભજનિકા" ની પ્રથમ આવૃત્તિને બાર વર્ષ થઈ ગયાં છે, એ પ્રગટ થયા પછી એ જ વર્ષમાં ખપી ગઈ હતી. અને વર્ષોથી એની બીજી આવૃત્તિની માગણી થયા જ કરતી હતી. એ અરસામાં એમાંનાં અનેક ભજનો અનેક સંગ્રહોમાં લેવાયાં છે, અને એક સંગ્રહકારે તો "ભજનિકા" માંનાં અર્ધી સંખ્યા જેટલાં ભજનોની લૂંટ ચલાવી છે! "ભજનિકા" ની લોકપ્રિયતાનું દર્શન એમાં સાબિત થયું છે. વિદ્વાન વર્ગમાં તેમ જ જનસમાજમાં એક સરખી રીતે "ભજનિકા"નાં ભજનો પ્રચાર પામ્યાં છે. મુંબઇ યુનિવર્સિટીમાં પણ બી. એ. ના શિક્ષણમાં એ આ વર્ષે પાઠ્યપુસ્તક થયું છે.

આ નવી આવૃત્તિમાં કશા મહત્વના ફેરફાર કીધા નથી. માત્ર વિદ્યાપીઠના "જોડણીકોશ" પ્રમાણે એમાં જોડણી વ્યવસ્થિત કીધી છે. એની છપાઇ, રંગરૂપ વગેરે બધું મારાં નવાં પ્રકાશનો માફક બની શકતું સંતોષકારક કીધું છે.

સર્જનપળ અને સર્જનપ્રસંગ પ્રમાણે જ સર્જકનું સર્જન થાય છે. પ્રભુના વિશ્વસર્જનમાં પણ લાખો ગોળાઓ એકસરખા મોટા કે તેજસ્વી હોતા નથી. પણ પ્રભુની મહાયોજનામાં એ સૌનું સ્થાન છે: કોઈ પણ અવગણનાને પાત્ર નથી. આ "ભજનિકા"માં પણ ઊંચાનીચા સ્વર જેવા ભાવિક હૃદયના અનેકાનેક ભજનભાવનાં દર્શન છે. જે 'જડબુદ્ધિ જીવ'ને આધ્યાત્મિક અનુભવ જ નથી તેને સરળ શબ્દોની પાછળ વહેતો આધ્યાત્મિક ગૂઢ ભાવ જડતો નથી કે સમજાતો નથી. 'જડબુદ્ધિ' થી નહીં પણ શ્રદ્ધાથી અને હૃદયની ઉત્સુકતાથી જ આવાં ભજનોનો રસ આરોગી શકાય છે. એવો રસ, એવો આનંદ આ ભજનોએ ગુજરાતમાં જ નહીં પણ આફ્રીકા વગેરે દૂરના ખંડમાં જઈ વસેલા આપણા ગુજરાતી બંધુઓને પણ આપ્યો છે તે એ સૌના સેંકડો પત્રોથી હું જાણી શકયો છું. એક કવિને પોતાની કૃતિ માટે એથી વધારે તૃપ્તિ બીજી શી હોઈ શકે? પ્રભુમાર્ગે રહી સૌ પ્રભુજન બને ને રહે, એ જ મારી પ્રાર્થના છે.

૭૮૮, પારસી કોલોની, દાદર,<br>મુંબઇ, તા. ૫મી જુન ૧૯૪૧<br>જેઠ સુદ ૧૧, સંવત ૧૯૯૭

**અરદેશર ફરામજી ખબરદાર**

# આલાપ

[ પહેલી આવૃત્તિનો ]

"સમરને શ્રીહરિ, મેલ મમતા પરી,
જોને વિચારીને મૂળ તારું :
તું અલ્યા કોણ ને કોને વળગી રહ્યો,
વગર સમજે કરે મારું મારું."

—શ્રી નરસિંહ મહેતો

ભરતખંડના તમામ તત્ત્વજ્ઞાનનો સાર આ ઉપર ઉતારેલી ગુર્જર આદિકવિ નરસિંહ મહેતાની ચાર પંક્તિઓમાં આવી ગયો છે. અનાદિકાળથી માનવજાતિ પોતાના મૂળની ખોજ ચલાવી રહી છે, અને અનંતકાળ સુધી એ ખોજ ચાલુ જ રહેશે. કવિઓ અને તત્ત્વજ્ઞાનીઓ પૂર્વના હો કે પશ્ચિમના હો, પણ તેઓને આ આત્મમંથનનો પ્રશ્ન સદાય અપૂર્વતામાં અને સનાતનતામાં ગૂંચવતો જ રહ્યો છે.

પ્રકૃતિ અને પુરુષની લીલાથી ઉદ્‌ભવેલું આ બ્રહ્માંડ ચાહે તેટલું વિશાળ અને અનંત હો, પણ મનુષ્ય તેને પોતાની આંખની કીકીમાં ને કલ્પનાના અણુમાં સમાવી દેવાની હામ ભીડે છે. એ લીલાનું સૌન્દર્ય સદાય તેને આકર્ષી રહ્યું છે. તત્ત્વજ્ઞાનીઓ અને વિજ્ઞાનીઓ પોતપોતાને માર્ગે એ સૌન્દર્યનું પૃથક્કરણ કરતા રહ્યા છે, ત્યારે કવિઓ એ સૌન્દર્યનાં ગાન કરતા કરતા તેનું રહસ્ય પોતાની કલ્પનાની અણીથી ઉકેલતા તેમાં પોતાના હૃદયભાવને અનેકવિધ રેડે છે. જે સત્ય અંતરમાંથી બહાર પથરાયેલું છે, તે પાછું એવી રીતે અંતરમાં જ સમાય છે.

ભારતખંડની તમામ ભાષાઓની કવિતામાં દેવપૂજા, દેવકથા અને દેવરહસ્ય એ મુખ્ય વિષયો છે. આ દેશ પોતાના સંસાર કે સમાજની તમામ પ્રવૃત્તિઓને ધાર્મિક દૃષ્ટિથી જ જોતો અને કસતો આવ્યો છે, એટલે કવિતાના વિષયમાં પણ એ ધાર્મિકતા પ્રાધાન્ય ભોગવે, એમાં કાંઇ આશ્ચર્ય નથી. અને કવિ તો પયગમ્બર છે, પ્રભુનો સંદેશવાહક છે; એટલે તેના તો શબ્દેશબ્દમાં એ ધાર્મિકતા ઝળકે છે. માનવજાતિના ઊંડા અંતરોદ્‌ગાર કવિમુખે જ રંગાઈ ઘડાઇને પ્રકાશ પામે છે, તો એ અંતરોદ્‌ગારનો ઊંડો રણકો કવિહૃદયમાં સહજ આંદોલન ઉત્પન્ન કરે છે. આ કાવ્યપુસ્તકનું આટલું જ પ્રસિદ્ધિકારણ બસ છે.

આ સંગ્રહમાંનાં કાવ્યો–ભજનો બહુ ભાગે તીવ્ર વેદનાકાળમાં લખાયાં હતાં, અને પ્રસંગવશાત્ એવા જ કર્મસંજોગે આ નાનો 'આલાપ' પણ પથારીમાં જ લખાય છે. એ કાવ્યોમાં મારા હૃદયમાં ઉદ્‌ભવેલા ઊંડામાં ઊંડા ભક્તિભાવનું મંથન થયેલું છે, તેમ જ મારા જીવનમાં થયેલા કેટલાક આધ્યાત્મિક અનુભવો એમાં સમાયેલા છે. એ કાવ્યોના સર્જન-કાળનો આનંદ અનિર્વચનીય છે. નરસિંહ મહેતાને શ્રી કૃષ્ણનાં દર્શન થયાં હતાં, એ વાત અશ્રદ્ધાવાન જગત નહીં યે માને, પણ એક ઘડી એવાં પ્રભુદર્શન પામીને હું ધન્ય બન્યો હતો. એ ઘડીનું આછું વર્ણન "પધરામણી" કાવ્યમાં છે. એ આનંદનું કિંચિત્ અમીબિંદુ વાચકના હૃદયમાં તેના પોતાના ધન્ય સંસ્કાર પણ જગાડી શકશે, તો આ કાવ્યો પણ સફળતા પામશે.

માઉંટરોડ, મદ્રાસ,

અરદેશર ફરામજી ખબરદાર

તા. ૧૫ મી નવેમ્બર ૧૯૨૮

# અનુક્રમણિકા

**જ્ઞાન :**

**વૈરાગ્ય :**

## રસસ્થાપના

• રાગ કાફી–તાલ લાવણી * •

પાય પડું અમી આપો રે,
જગતનાથા!
પાય પડું અમી આપો!—

તારક ચંદ્ર ઝગે આકાશે,
કોટિ પ્રભાકર જ્યોતિ પ્રકાશે:
વિશ્વે વિમળ પ્રભા વ્યાપો, વ્યાપો, વ્યાપો રે!
જગતનાથા!
પાય પડું અમી આપો!—પાય૦ ૧

* "દાસ પરે દયા લાવો રે,"–એ રાહ.

બાળક અજ્ઞ પડ્યાં અંધારે,
જ્યોતિથકી જગ વલખાં મારે:
આંજો અમી, એ તમ કાપો, કાપો, કાપો રે!
જગતનાથા!
પાય પડું અમી આપો!—પાય૦ ૨

ઘનઘુમ્મટના પડદા ઘેરા,
ધોધ ફૂટે ક્યમ ચંદની કેરા?
હૃદયે હૃદયે રસ થાપો, થાપો, થાપો રે!
જગતનાથા!
પાય પડું અમી આપો!—પાય૦ ૩

## રસગાથા

• ગિરધારી રે વાત કહું તે વિચારો •

આવો સંત સંત હો!
નયને ભરું હું મારા નાથને,
એના સતિયા સૌ સંતના સાથને:
લાવો તંત તંત હો!
તંતે બંધાવું બેઉ હાથને,
જોડું ભજવા સદા જગનાથને.—આવો૦

થાય ચમક ચમક વીજ મેઘાડંબરે રે:
ગગડે ઘન, ચઢાવ્યું ચાપ શું વિશ્વંભરે રે:
ઝરે મોતી મોતી રસિક વ્યોમઅંબરે રે:
મારે પંથ પંથ હો,
અમીરસ રસાવે દિનરાતને;
સીંચે તારા ને પુષ્પની બિછાતને:
આવો સંત સંત હો,
નયને ભરું હું મારા નાથને,
એના સતિયા સૌ સંતના સાથને. ૧

એની સૂર્ય ચંદ્ર આંખે તેજ ફૂટતાં રે,
એને હૃદય તેજપુષ્પ આભ લૂંટતાં રે,
એને પલક પલક અમૃતઝરણુ છૂટતાં રે:
મનુજ ચંત ચંત હો,
ભરી છે અમર એ રસગાથને;
એવા દિલભર વસાવું જગનાથને:
આવો સંત સંત હો,
નયને ભરું હું મારા નાથને,
એના સતિયા સૌ સંતના સાથને. ૨

## ભજ, મન!

• રાગ કાફી—ત્રિતાલ •

ભજ, મન! દુખભંજન ભગવાન!
એક, અખંડ, અમર, અવિનાશી,
પ્રભુ એ પ્રેમનિધાન:
ભજ, મન! દુખભંજન ભગવાન!—

અણુગણુ ગુણુ સાગર રહે ગાઈ,
વનવન પવન કવન રહે વાઈ;
પળપળ, ક્ષણુક્ષણુ, એમ નિરંતર
કર એનાં ગુણુગાન!
ભજ, મન! દુખભંજન ભગવાન! ૧

તૃષ્ણા કેરા તરલ તરંગે
નાચી રહ્યું તું વિધવિધ રંગે;
પલકે તુજ પરપોટો ફૂટે,
નવ રહે નામનિશાન:
ભજ, મન! દુખભંજન ભગવાન! ૨

આપ સુગંધ વિના ગુલ કેવું?
છે પ્રભુનામ વિના મન તેવું:
ગુલ સમ પ્રભુ પ્રભુ પમર સમર તું,
રજરજ બન ગુલતાન,
ભજ, મન! દુખભંજન ભગવાન! ૩

મીન રહે પાણીમાં પ્યાસી,
એવી ફોગટ છોડ ઉદાસી:
રસનાને અમીરસ દઈ એનો
પામ અદલ રસદાન!
ભજ, મન! દુખભંજન ભગવાન! ૪

## લગની

• રાગ કાફી–ત્રિતાલ* •

લગની ન કેમ લાગી રે,
હો પ્રભુ! તારી લગની ન કેમ લાગી રે!—

લગની ન કેમ લાગી, રાગી હો કે હો વેરાગી;
ભવે કોની ભીડ ભાગી રે!
હો પ્રભુ! તારી૦ ૧

સારો છે સંસાર સૂતો, સપનાંમાં રહે વગૂતો;
પ્રભુ શોધે પ્રભુ ત્યાગી રે!
હો પ્રભુ! તારી૦ ૨

દીઠું તણે મીંચી આંખો, ઊડ્યાં તેણે ઢાળી પાંખો;
સુણ્યું તેને વાણી વાગી રે:
હો પ્રભુ! તારી૦ ૩

સૂતાનો સંસાર સારો: આભને તે ક્યાં છે આરો!
ઊઠ્યા જેણે જોયું જાગી રે!
હો પ્રભુ! તારી૦ ૪

પ્રભુ જે આવાસે રહ્યો, પ્રભુ જેના શ્વાસે વહ્યો,
તે અદલ બડભાગી રે!
હો પ્રભુ! તારી૦ ૫

* "મુખડાની માયા લાગી રે," એ મીરાંબાઇના પદની રાહ.

## શોધ

• રાગ ખમાચ–તાલ દીપચંદી •

ચરણ તજી, પ્રભુ! ક્યાં જવું મારે?—

વનવન ઢૂંઢ્યાં, જગતજન ઢૂંઢ્યાં;
કોઈ ન બોલે છુપાયો તું ક્યાં રે:
ચરણ તજી૦ ૧

પળપળ દોડ્યો જ્યાં જોઈ તુજ છાયા,
જાઉં ધરવા ત્યાં ઊડે, કર હારે:
ચરણ તજી૦ ૨

ફૂલ કરમાય, પવન જાય સરકી;
જે જે ધરું તે વિલાતું ફૂંકારે:
ચરણ તજી૦ ૩

રજની ઊડે ને દિવસ જાય ડૂબી:
એ ડૂબતાં સહુ મુજને શું તારે?
ચરણ તજી૦ ૪

રખડી ભમી, પ્રભુ! શરણે હું આવ્યો;
અધમ ઉધારણ તું જ ઉદ્ધારે!—
ચરણ તજી, પ્રભુ! ક્યાં જવું મારે? ૫

## દોટ

• રાગ ભૈરવી—દાદરો •

હું તો ભાગ્યો ભાગ્યો દૂર જાઉં રે,*
હરિ! તુંથી ભાગ્યો ભાગ્યો દૂર જાઉં:
દોડી દોડી થાકી હું ઠોકર ખાઉં રે,
હરિ! હું તો ભાગ્યો ભાગ્યો દૂર જાઉં.—

તગતગતાં તેજ તારાં છોડ્યાં જગછાપરે,
તાપે તાપે હું અકળાઉં:
પડતું મૂક્યું મેં આ ઊંડા અંધારમાં,
ત્યાં યે હું આ ગૂંગળાઉં રે!
હરિ! તુંથી ભાગ્યો ભાગ્યો દૂર જાઉં. ૧

પૃથ્વી ઉપર હું આવી પડ્યો આ,
જાણે જઈ છાનો છુપાઉં:
અણુમીંચી આંખો તારી શોધી લે મુજને,
સહેજે હું તો સપડાઉં રે!
હરિ! તુંથી ભાગ્યો ભાગ્યો દૂર જાઉં. ૨

* ફ્રાન્સિસ ટોમ્સનના "The Hound of Heaven" નામના કાવ્ય પરથી સૂચિત, આ તેમ જ પાછળનું "કેડો" નામનું કાવ્ય. પરમાત્માનો પ્રેમ આત્માને કદી છોડતો નથી, એ મૂળ ભાવની જ છાયા આ બન્ને કૃતિઓમાં લીધેલી છે. બાકીની કલ્પના ને રચના નવીન છે.

રાતે હું દોડ્યો ને દિને હું દોડ્યો,
દોડી દોડી ગભરાઉં;
આંખે મોટાં મોટાં આંસુઓ ટાંગી
પૂઠે હું જઈ સંતાઉં રે!
હરિ! તુંથી ભાગ્યો ભાગ્યો દૂર જાઉં. ૩

કરી રમકડાંની સૃષ્ટિ હું મારી,
તેનાં સ્વપ્નાંમાં સમાઉં;
આવી તું દ્વાર ખોલે, ફૂંકે ત્યાં વાયરો—
પડતી એ સૃષ્ટિમાં દબાઉં રે!
હરિ! તુંથી ભાગ્યો ભાગ્યો દૂર જાઉં. ૪

ઓ રે બચાવો મને, કુદરતનાં બાલુડાં!
આને તે કેમ હું ચુકાઉં?—
કોઈ બચાવે છુપાવે મને નહીં,
આખર લાચાર હું થાઉં રે!
હરિ! તુંથી ભાગ્યો ભાગ્યો દૂર જાઉં. ૫

હસતો હરિ તું મારો ઊભો શું સામે?
ફાટોતૂટો હું લજવાઉં;
જીવન આ મારું જરી દેની તું ઓઢવા,
ટાઢે હું આ થથરાઉં રે:
હરિ! તુંથી ભાગ્યો ભાગ્યો દૂર જાઉં. ૬

"જીવન શું ઢાંકે, મારી દયા લે ઓઢવા!
પૂઠે પૂઠે હું તેથી ધાઉં!"—
ઓ રે હરિ! એ મેં જાણ્યું ન પહેલે,
અંતે હવે પસ્તાઉં રે:
હરિ! તુંથી ભાગ્યો ભાગ્યો ક્યાં જાઉં? ૭

તગતગતાં તેજ તારાં છોડ્યાં મેં ત્યારથી
ટાઢે ને થાકે વિલાઉં:
લે લે, હરિ! આ તારી દયાની હૂંફમાં!
દોડી દોડી હું ક્યાં જાઉં રે?
હરિ! તુંથી ભાગ્યો ભાગ્યો ક્યાં જાઉં? ૮

## બાળપ્રાર્થના

• રાગ કાલિંગડો–તાલ હીંચ* •

હો પ્રભુ! ઝાંખજો, મુજને સદાય પાસ રાખજો :
હજો મારા ઉતારા, ન ન્યારા થજો!—પ્રભુ!

હશે આ સૂર્ય ચંદ્ર તારકો તારા સદાના,
હશે ઉર ઘોરતા તુજ બ્રહ્મકિનારા સદાના;
હશે ખીલતા અમર વસંતના ક્યારા સદાના,
હશે ત્યાં સ્વર્ગના આનંદઓવારા સદાના—
અરે આ બાળ વિણ સૌ લાગશે ખારા સદાના!

દૃગ નાખજો, દયા દાખજો, જરી ભાખજો!—
હો પ્રભુ! ઝાંખજો, મુજને સદાય પાસ રાખજો!

*"જો પીયા આયે ના, મોસે સહા દુખ જાયે ના," એ "ભુલ ભૂલઇયાં" નાટકમાંના ગાયનની રાહ.

# હારી જાઉં રે

• રાગ દેશ–તાલ ચતુશ્રજાતિ એકતાલ–કહારવો* •

હારી જાઉં રે હરિ! ગુણ તુજ ગાતાં પાર ના રે,
પામું પાર ના રે:
હારી જાઉં રે.—

વિશ્વતણાં સહુ વૃક્ષ વસાવું,
પાને પાને કવિત લખાવું;
ગાઉં, ધૂન લગાવું, આવે સાર ના રે:
પામું પાર ના રે. ૧

શૂન્ય વિષેથી વિશ્વ ઉઠાડ્યું,
તિમિર વિષેથી તેજ ઉગાડ્યું,
વાટે પાડ્યું શબ્દ ફૂંકી ઓંકારના રે:
પામું પાર ના રે. ૨

ક્યાં ઊંચા તુજ સ્વર્ગમિનારા,
ક્યાં નીચા મુજ દેહકિનારા?
ક્યાં તુજ તારા, ને મુજ દીપ દિદારના રે?
પામું પાર ના રે. ૩

* "વારી જાઉં રે સાંવરિયાં તોપે વારના રે,"–એ રાહ.

કેમ ગણું સાગરની રેતી?
કેમ ગણું નભધાર હલેતી?
નેતિ નેતિ જ બોલ જડે ઉચ્ચારના રે!
પામું પાર ના રે. ૪

ખંડ ખંડ ખૂલે મુજ સામે,
લાખ જીભો પણ લાખ કલામે
રટવા પામે રંગ ન તુજ દરબારના રે!
પામું પાર ના રે. ૫

તુંહિ તુંહિ કરતો રહે તંબૂરો,
ગુણ ગણતો હારું હરિશૂરો:
તૂટ્યા સૂરો તોય અફલ આધારના રે!
પામું પાર ના રે. ૬

# ઓથ

• રાગ કાલિંગડો–ત્રિતાલ •

રાખ શરણુ તારે, પ્રભુ! રાખ શરણુ તારે!—

જગત જાણ્યું, જોગવ્યું, ભૂંડું ભલું સૌ ભોગવ્યું;
આખરે તો એક તું જ છે મારે:
રાખ શરણુ તારે, પ્રભુ! ૦ ૧

જગતને કીધું સગું, જનમભર મને ઠગું;
તું વિના હું પામું સ્નેહ ક્યાં રે?
રાખ શરણુ તારે, પ્રભુ! ૦ ૨

ઓથ લઉં શું વ્યોમની, તારકો ને સોમની?
સૂર્યની પ્રભા ન લાખ હજારે:
રાખ શરણુ તારે, પ્રભુ! ૦ ૩

ચરણુ તુજ ધર્યાં હવે, જીવન ભર રસે નવે:
કવન કોડવરણુ અદલ હારે:
રાખ શરણુ તારે, પ્રભુ! ૦ ૪

## પાંખડી

• રાગ ધનાશ્રી–લાવણી •

મારો કર ધરની!
ડગમગ પગ મુજ ડોલે, હરિવર! બળ અંતર ભરની!
મારો કર ધરની!—

થયો પ્રકાશ પ્રગટ તુજ ત્યારે
રહ્યું હૃદય મુજ સૂતું;
ભમ્યો ભટકતો અંધારે હું—
થયું થવાનું હૂતું:
મારો કર ધરની! ૧

કાળ વીત્યો ને ઊઘડી આંખો,
ગઈ સપનાંની માયા;
સૂકાં સરવર દેખી તીર પર
હંસ પછાડે કાયા:
મારો કર ધરની! ૨

ઝળતા સૂરજ લાગે ઝાંખા,
જોઈ જોઈ આંખો ચોળું;
ચંદ્રે અગન ઝરે, ને તારા
લાગે ભૂતડાં–ટોળું:
મારો કર ધરની! ૩

પાછળ ઊંચી આડ કરાડો,
આગળ ઊંડી ખીણો;
હરિવર! મારો કર ધર, હું તો
જુગજુગનો બળહીણો:
મારો કર ધરની! ૪

એકલડો થળથળ હું અથડું,
પળપળ અદલ ડુભાતી;
પકડું તારી પાંખડી, હરિ! ત્યાં
ગજગજ ફૂલે છાતી!
મારો કર ધરની!

ડગમગ પગ મુજ ડોલે, હરિવર!
બળ અંતર ભરની! ૫

## શિખર

• રાગ માઢ—તાલ લાવણી અથવા હીંચ* •

પ્રભુ, તારે શિખરે હું કેમ કરી આવું રે,
હું આ ખીણે પડ્યો અથડાઉં:
પંથ તારો તે ક્યાંથી પડાવું રે,
હું તો ખૂણે ખૂણે અટવાઉં.—

જ્યાં જ્યાં હું જાઉં, જ્યાં જ્યાં ઝુકાવું,
ત્યાં ત્યાં હું ઠોકર ખાઉં:
કાળા અંધારમાં કાંઇ સૂઝે નહીં,
પૂછી પૂછી પછડાઉં રે—
હું આ ખીણે પડ્યો અથડાઉં. ૧

કાદવ ને કાંટા પાયે ભરાતા,
કાઢી કાઢી થાકી જાઉં:
હાથ લંબાવું તોય કોઈ ન ધારે,
નીચે પડી પટકાઉં રે—
હું આ ખીણે પડ્યો અથડાઉં. ૨

* "મન માયાના કરનારા રે,"—એ રાહના લયમાં.

પિતા! હે દાતા! દુઃખીના ત્રાતા!
હીણો અધીર અકળાઉં,
ખોટી આ આંખનાં પડળ ઉઘાડો,
જોતાં હું પંથ તુજ ધાઉં રે—
હું આ ખીણે પડ્યો અથડાઉં. ૩

ઊઘડે જ્યાં જ્યોતિ, આંખો રહે રોતી,
તારી કૃપાએ હુલાઉં:
ક્યાંની તે ખીણ ને ક્યાંનાં અંધારાં?
અદલ સવારાં ગાઉં રે—
પ્રભુ! તારે શિખર ક્યારે આવું? ૪

## લૂંટારા

• ગરબી–રાગ આસાવરી •

મને લૂંટી ચાલ્યા લૂંટારા રે,
શું જોઈ રહ્યા, નાથ મારા રે?—

મારા દિલની દોલત લૂંટી રે,
લીધાં ચિત્તનાં ચિંતવન ચૂંટી રે,
મારી નવલખ આશા ઝૂંટી રે,
મારા સુખના આવ્યા આરા રે,
આવો, વહાર કરો નાથ મારા રે!—મને લૂંટી૰ ૧

મને તનતન તણખા ઊઠે રે,
મારા શિરમાં શણકા ફૂટે રે,
મારી પળપળ નાડી તૂટે રે;
મારે અંગ ધખે અંગારા રે,
હજી જોઈ શું રહો નાથ મારા રે?—મને લૂંટી૰ ૨

મને દિનભર સૂરજ તાવે રે,
મને શૃંગે ચંદ્ર ડરાવે રે,
મને અભ્રે નભ ગૂંગળાવે રે,
તીણા ભાલા ભોંકે તારા રે:
ઝટ ધાજો હો નાથ મારા રે!—મને લૂંટી૰ ૩

મારે હૃદયે દુશ્મન પેઠા રે,
પાડું પાડું પણ થાય બેઠા રે,
થાકી પડતા કર મુજ હેઠા રે:
મારા ઉગતા પ્રાણમિનારા રે,
આવો, સાહોની નાથ મારા રે!—મને લૂંટી૦ ૪

ખમું હરદમ એવી હલાકી રે;
રહ્યું એક અલખધન બાકી રે,
રાખ્યું મેં મુજ પ્રાણે ઢાંકી રે:
રાખો આટલું રાખણહારા રે,
હવે ધાજો હો નાથ મારા રે!—

આ શું જોઈ રહ્યા, નાથ મારા રે?
મને લૂંટી ચાલ્યા લૂંટારા રે! ૫

# મરજીવો

• રાગ સિહા–કાનડો–દીપચંદી •

હો પ્રભુ! લે તું દાદ અમારી,
આ ભવસાગરે કર યારી!—હો પ્રભુ! ૦

ભવસાગર આ અનહદ ઘોરે,
શોરે હઠે ડરતું દિલ હારી:
હો પ્રભુ! ૦ ૧

પહાડ સમાં જ્યાં ઊછળે મોજાં,
એકલ પ્રાણુ શું રહે કર મારી?
હો પ્રભુ! ૦ ૨

ચોગમ મસ્ત પવન જ્યાં ફૂંકે,
આફત આવી પડે અણુધારી:
હો પ્રભુ! ૦ ૩

ધ્રૂજે ધરા, નભ ડગમગ ડોલે,
પળપળ ચપળા કરે ચમકારી:
હો પ્રભુ! ૦ ૪

હદ બેહદ પ્રભુ! જળ તુજ ઘૂમે;
કો મરજીવો પડ્યો તરે તારી;
હો પ્રભુ! ૦ ૫

તુજ સાગર આ બ્રહ્મરસભરિયો:
એક પ્રભુનામ અદલ લે ઉગારી!
હો પ્રભુ! ૦ ૬

## આધાર

• રાગ જિલ્લા–ઝીંઝોટી–ત્રિતાલ * •

પ્રભુશરણ વિણ કોણ ઉગારે?
હૈયું પળપળ હારે રે.—

ઘોર પવનમાં રજની ઘોરે,
ચપળા ખૂબ ચમકારે રે;
ગગને કડકડ થાય કડાકા:
હૈયું ધબકા મારે રે.
પ્રભુશરણ વિણ૦ ૧

પર્વત જેવાં ઊછળે મોજાં,
નાવ ગળે ચોધારે રે;
દોરે સુકાની લાખ કળે પણ
ડૂબે નાવ કિનારે રે.
પ્રભુશરણ વિણ૦ ૨

* "પિયાકે ચિત્ર બિન પ્રીતમ પ્યારે"–એ રાહ.

મહાસાગરનો મરજીવો પણ
ડરતો અંદર બારે રે;
નાવિક વિણુ કો માર્ગ બતાવે?
ખડકાં ઠારે ઠારે રે.
પ્રભુશરણુ વિણુ૦ ૩

હો પ્રભુ! તું જ સુકાન અમારું,
નાવિક તું જ અમારે રે:
ભવજળમાં અમ નાવ અદલ આ
પ્રભુ તારે આધારે રે!

પ્રભુ શરણુ વિણુ કોણુ ઉગારે?
હૈયું પળપળ હારે રે. ૪

## આરો

• રાગ પીલુ—તાલ દીપચંદી * •

માફ કરો, પ્રભુ! હું ગુણહીણો:
ઊભો રહું અહીં ક્યમ મદભીનો?—

ગુણમાં તો ગુણ તારાં ગાન કર્યાના,
જીવન આ તુજ પાદ ધર્યાના.—માફ કરો૦ ૧

માનવના ગુણ માનવ મૂલે,
લાખ ગુણો તુજ પાસ શું ફૂલે?—માફ કરો૦ ૨

નહીં અમ પ્રાણ કે નહીં અમ મટ્ટી:
ધગધગતી અમ પાપની ભઠ્ઠી.—માફ કરો૦ ૩

આજ ઊગી સહુ કાલ વિલાતું,
એક જ આ તુજ તેજે સમાતું.—માફ કરો૦ ૪

માફ કરો બકવાદ અમારો;
અદલ પ્રભુ! તું જ છે અમ આરો!—માફ કરો૦ ૫

* "ઈસ તન ધનકી કૌન બરાઇ"—એ રાહ.

## ઇશ્વરેચ્છા

• રાગ બિહાગ–ત્રિતાલ •

નાથ! તું રાખે તેમ રહું:
ભક્તિ સતત કરવા તુજ પળપળ
દુઃખ અનંત સહું:
નાથ! તું રાખે તેમ રહું.—

કદી કર પામે મધુર કુસુમ કે
કદી કર અનલ ગ્રહું:
માનવનું નહીં થાય ચહ્યું કંઈ;
તારું જ ચાહ્યું ચહું:
નાથ! તું રાખે તેમ રહું. ૧

ઘટઘટની તું જાણે કથની,
હું શું વિશેષ કહું?
તું કરનારો વિશ્વ સભરનો,
નહીં પામર જન હું:
નાથ! તું રાખે તેમ રહું. ૨

રજની દિનનું ચક્ર ફરે ત્યમ
સુખદુખ એક લહું;
તુજ ભવસાગરમાં હું ગાગર
તરતી ડૂબતી વહું:
નાથ! તું રાખે તેમ રહું. ૩

તારી કૃપાનાં આંસુ ધુએ ત્યાં
હું ભરજન્મ દહું;
એક જ તુજ ચુંબનને માટે
અદલ ઘણું નિત હું!
નાથ! તું રાખે તેમ રહું. ૪

## કરુણા

• રાગ કાફી—તાલ ત્રિતાલ* •

મને પળપળ તેં રોવરાવ્યો રે હો નાથ, ક્ષમા!
છલછલ નયને નવરાવ્યો રે હો નાથ, ક્ષમા!
—મને પળ૦

દિશદિશ ઘેરી આવે, બધું નભ ભરી લાવે,
તારી વીજ ચમકાવે ઝળહળતી;
ઘનઘન ગગડાવે, તનતન તણુખાવે,
તારી સ્મૃતિ સણકાવે દિલ જળતી:
આ શી તારી સરસર ધારે મુજ ઉદ્ધારે
આવ્યો રે હો નાથ, ક્ષમા!
મને પળપળ તેં રોવરાવ્યો રે હો નાથ, ક્ષમા! ૧

તારાં તીર તીર છૂટે, મારો ગઢ બધે તૂટે,
તારી રેલ રેલ ફૂટે ખળખળતી;
મારું બળ બધું ખૂટે, મારી આશ રોળી લૂંટે,
મારી શ્રદ્ધા પડે ઊઠે ટળવળતી:
આ શી તારી નરી અમીકરુણા, ભરી ભરી ઝરણાં,
લાવ્યો રે હો નાથ, ક્ષમા!
મને પળપળ તેં રોવરાવ્યો રે હો નાથ, ક્ષમા! ૨

* "મને ભોળીને ભરમાવી રે મા, કેમ કરું"—એ "એક જ ભૂલ" નાટકમાંના ગાયનની રાહ.

## માપ

• રાગ ભૈરવી—તાલ ત્રિતાલ અને દીપચંદી •

દિલનાં દઝાડિયાં દાઝિયે, નાથજી!
દિલનાં દઝાડિયાં દાઝિયે:
પળમાં રિઝાવિયાં રાચિયે, નાથજી!
પળમાં રિઝાવિયાં રાચિયે!—

તુજ પાકને અહીં પાકવા તું તાપતો કહિયે,
અમીધારથી એ તાપને ફરી કાપતો કહિયે;
ભૂકંપ જેવો ક્રોધ પણ તુજ વ્યાપતો કહિયે,
ના જાણિયે તું કેમ લેતો આપતો કહિયે:
હો નાથ! તું અમ માપથી ના માપતો કહિયે!

દિલનાં દઝાડિયાં દાઝિયે, નાથજી!
દિલનાં દઝાડિયાં દાઝિયે:
પળમાં રિઝાવિયાં રાચિયે, નાથજી!
પળમાં રિઝાવિયાં રાચિયે!

## એકતા

• રાગ જોગિયા–ત્રિતાલ •

અકળ તુજ ગતિ રે,
 પ્રભુ! સમજું હું નહીં રતિ રે;
પરમ જગપતિ રે,
 પ્રભુ! ચાલે નહીં મુજ મતિ રે.—

છે તું બળિયો, છે તું મોટો,
 છે તું જગનો બાપ:
હું બસ જાણું ચાહી તુજને,
 વ્યર્થ અવર સંતાપ:
 અકળ તુજ ગતિ રે. ૧

જ્ઞાની શાસ્ત્રી શોધવા તુજને,
 કાપી કાપી જગ જોય:
હો પ્રભુ! તું તો સભર ભરાયો,
 મારો જ છે તું તોય:
 અકળ તુજ ગતિ રે. ૨

ફૂલ સમું છે જીવન મારું,
ફૂલ સમો હું ચાહું:
પળપળ શ્વાસે પ્રેમ ભરી તુજ,
ફૂટી ખીલી કરમાઉં:
અકળ તુજ ગતિ રે. ૩

શક્તિ ન માણે મર્મ હૃદયના,
જ્ઞાન ન જાણે પ્રેમ;
ધગધગતા રણમાં ઊગે તે
અમૃત જાણે શું એમ?
અકળ તુજ ગતિ રે. ૪

નિર્ગુણ સગુણ કે દૃશ્ય અદૃશ્ય તું,
મારે શી પંચાત?
હું છું તારો ને તું મુજ પ્યારો,
એજ મરમની વાત!
અકળ તુજ ગતિ રે. ૫

# બંધન

• રાગ જોગિયા—તાલ દાદરો •

તું ક્યાં નાસી જશે, મારા રસિયા ?
હવે તને છોડું નહીં પળવાર ;
મારે હૈડે તને બાંધ્યો, રસિયા !
હવે તારી પરવા નથી તલભાર !—

બોલે મેં બાંધ્યો, કોલે મેં બાંધ્યો,
બાંધ્યો છૂટે નહીં કોય :
કોટિ કોટિ કંઇ કિરણે મેં બાંધ્યો ;
સરકી ગયો તું તોય :
એક દોરી લાધી મને, રસિયા !
હવે તું ન છોડી શકે નિરધાર ;
તું ક્યાં નાસી જશે, મારા રસિયા ?
હવે તને છોડું નહીં પળવાર. ૧

અનહદ છે આકાશ આ તારું,
અનહદ તારું જોર:
તું બળિયાનો બળિયો ભલે, પણ
બાંધ્યો તને મુજ દોર:
મારો પ્રેમ પ્રચંડ છે, રસિયા!
તને લાગે કાચા સૂતરનો તાર:
તું ક્યાં નાસી જશે, મારા રસિયા?
હવે તને છોડું નહીં પળવાર. ૨

સર્વ બ્રહ્માંડ ઉરે તુજ બાંધ્યાં,
મેં બાંધ્યો તને ઉરપાશ:
એ રે હૈડાના છે બંધ અનેરા,
ન તારે કંઈ છૂટ્યાની આશ:
હવે રસબસ થઈ જા, હો રસિયા!
તું ને હું તો એક જ ભીતર બહાર:
તું ક્યાં નાસી જશે, મારા રસિયા?
હવે તને છોડું નહીં પળવાર. ૩

# વિનંતિ

• રાગ પીલુ–જિલ્લા–તાલ ત્રિતાલ પંજાબી * •

વિનવું રે, મને છોડી ન દે, મારા નાથ!
જોડી રાખ સદા ઉર સાથ;—વિનવું રે.

ભવભવમાં હું ન પામ્યો કદી તે
દીધું તેં આ ભવ માત્ર:
અમૃતબિંદુ ચખાડી મને તું
ઢોળી શું દે મુજ પાત્ર?
વિનવું રે. ૧

આજે હું આવ્યો આંગણે તારે;
બીજાં કશાં ઘરબાર?
ચાંપી મને તુજ હૃદિયાની સાથે,
કહે ના હવે કે સિધાર!
વિનવું રે. ૨

* "બતા દે સખી! કૌન ગલી ગયો શ્યામ," એ રાહ.

હું નથી મંદિરે દર્શને આવ્યો,
 કે હું આ લેઉં વિદાય;
આવ્યો હું ક્યાં ક્યાંથી સરિતના જેવો
 સમાવા સાગરમાંય:
 વિનવું રે! 3

કર તુજ તેજનું કિરણુ અતૂટ તું,
 કર તુજ પુષ્પસુવાસ;
કર તુજ ગાનનો સૂર મને તું,
 કર તુજ શબ્દનો શ્વાસ!
 વિનવું રે! ૪

સૌનો છોડ્યો હું છટકીને છૂટું,
 તારો છોડ્યો ક્યાં જાઉં?
લે, લે, હો નાથ! હું સિંધુનું મોજું
 સિંધુમાં જ ઊછળી સમાઉં!
 વિનવું રે! ૫

# દીપ

• રાગ ભૈરવી–તાલ ત્રિતાલ* •

દીપ દિલે સળગાવો, હો દેવા!
દીપ દિલે સળગાવો!—

અંધારા આકાશઉરે આ
કોટિક દીપ ઝગાવો;
અંતર મુજ અંધાર રહ્યો ત્યાં
એક કિરણ ઉતરાવો!
હો દેવા! દીપ દિલે સળગાવો! ૧

છાયાં પડેપડ વાદળ ઘાડાં,
ભમતો હું ખાઉં ભુલાવો;
એક પલકમાં ખલક ઝબૂકશે,
જો તમ જ્યોતિ જગાવો:
હો દેવા! દીપ દિલે સળગાવો! ૨

* "મંગલ મંદિર ખોલો, દયામય,"—એ રાહ.

આત્મહીરો મુજ રહે ઝંખવાયો,
આંખ ઉરે ઉઘડાવો!
અંધતણાં આ પડળ ઉપાડો,
નાથ! હીરો ઝળકાવો!
હો દેવા! દીપ દિલે સળગાવો! ૩

વાટ વણી ને તેલ પૂર્યું આ:
જ્યોત અખંડ જળાવો!
અણહોલાતો એ દીપ સદાનો
અદલ તમારો બનાવો!
હો દેવા! દીપ દિલે સળગાવો! ૪

# ચિનગારી

• રાગ જોગિયા–ત્રિતાલ •

ચરણ તુજ પડું રે,
        હરિ! ધાર હવે મુજ કર રે!
શરણ તુજ વડું રે,
        હરિ! પાર ઉતાર સમર રે!—

નિશદિન દિવ્ય પ્રકાશ પ્રજળતા
        પલકે તુજ જગપાટ :
એક જ તુજ ચિનગારી માટે
        જોઈ સદા મેં વાટ :
                ચરણ તુજ પડું રે! ૧

સૂરજે શોધી, સોમે શોધી,
        શોધી તારક દીપ :
જાગ્રત શોધી, સ્વપ્ને શોધી—
        હતી સદાય સમીપ :
                ચરણ તુજ પડું રે ૨

ગગનગુહા ને ઉરઉર ચમકે
 કોટિકિરણ ખદ્યોત:
તુજ સંદેશ અલખ જગ ભરતી
 રજરજમાં તે જ્યોત:
 ચરણ તુજ પડું રે! ૩

જોતાં જોતાં ઝાંખ પડી ને
 ઢંકાયાં ઉરનેન:
વીજળી પડી ને થયો કડાકો,
 અજબ અલખની ઘેન!
 ચરણ તુજ પડું રે! ૪

## જ્યોત

રાગ માઢ—તાલ ગઝલ—પસ્તો

ઝીણી ઝીણી બળે ને ફરફરે
એક પ્રેમળ કોમળ જ્યોત:
ધીમી ધીમી ધ્રૂજે ને થરથરે
મારી પ્રેમળ કોમળ જ્યોત.—

કોટિ કોટિ કરું રક્ષા હું એની,
રાખું છુપાવી છેક;
ભરી ભરી હશે દુનિયા ભલે, મારું
રંકનું ધન આ એક રે;
મારી પ્રેમળ કોમળ જ્યોત. ૧

આવે વંટોળિયા વાયરા ત્યાં
ઝૂમી પડે એક પાસ;
દોડી ધરું મારો હાથ ત્યાં આડો ને
થાય અખંડ પ્રકાશ રે;
મારી પ્રેમળ કોમળ જ્યોત. ૨

ઝીણી ઝીણી થતી થાય ઝીણેરી ને
જોતાં જણાય ન પંડ;
ઝૂમી પડું તેની પાસે હું, ત્યાં તો
ભડકે બળે તે અખંડ રે!
મારી પ્રેમળ કોમળ જ્યોત. ૩

કેમ જીવું મારી જ્યોત વિના હું?
કેમ હું રક્ષું સદાય?
કેમ રાખું મારા હાથ પવિત્ર હું—
એ જ એ જ્યોતની છાંય રે;
મારી પ્રેમળ કોમળ જ્યોત. ૪

ઝીણી હશે ઘણી જ્યોત એ મારી,
પણ કદી બનશે વિરાટ:
નાથ! અખંડ જળાવજો, મને
એ જ બતાવશે વાટ રે!
મારી પ્રેમળ કોમળ જ્યોત. ૫

## ખોલો દ્વાર

• પીલુ–ત્રિતાલ* •

મંદિરિયાં નવ વાસો રે, ખોલો દ્વાર!
અંતરિયાં નવ ત્રાસો રે, ખોલો દ્વાર!—

સાત સમુદ્ર ને નવખંડ ઘૂમ્યો;
તોય હું આતમપ્યાસો રે, ખોલો દ્વાર!
અરે ધગતા સહુ બાહ્ય વિલાસો રે, ખોલો દ્વાર!–મંદિરિયાં૦ ૧

અનહદ નભ પણ છાંય ન રજ દે:
પળપળ નાખું નિસાસો રે! ખોલો દ્વાર!
અરે ઠગતો એ જગત–તમાસો રે, ખોલો દ્વાર!–મંદિરિયાં૦ ૨

અધમ–ઉદ્ધારણ, દુઃખીના તારણ!
દિલનો ક્યાં અંત્ય દિલાસો રે? ખોલો દ્વાર!
હવે અહીં જ મુજ અંતરવાસો રે, ખોલો દ્વાર!–મંદિરિયાં૦ ૩

* "સાંવરીઆ મન ભાયો રે બાંકો યાર,"–એ રાહ.

## દર્શન

• ધોળ •

જાગી જાગી ઉરમાં જુગજુગ કેરી જ્યોત જો!
    જેના નયનનયનમાં ઝબકે દીપ અનંત;
જેને અંગોઅંગ ફુવારા અમીના ફૂટતા,
    એનાં દર્શન કરવા આવો જોગી સંત!
        જાગી જાગી ઉરમાં જુગજુગ કેરી જ્યોત જો. ૧

પીધા સાગર જેણે દુખડાં કેરા દોહ્યલા,
    લીધા જશ–અપજશના શિર પર ભવના ભાર;
ધાં દુનિયાને મઘમઘતાં દિલનાં ફૂલડાં:
    આવો, આજે એની ચઢો અલખદરબાર!
        જાગી જાગી ઉરમાં જુગજુગ કેરી જ્યોત જો. ૨

પળપળ ધોતી જગનાં પાપ જીવનની જાહ્નવી,
    પળપળ છૂટે હૈયાથી અમૃતની સેર;
જાગી જઈ સંકોરે ઝૂકતા દિલના દીવડા,
    આવો, આજે એને આંગણુ આનંદભેર!
        જાગી જાગી ઉરમાં જુગજુગ કેરી જ્યોત જો. ૩

ફાટે કાળાં આભ અને અજવાળાં ઊઘડે,
　　ચોગમ ધસતાં આવે ચેતનનાં રસપૂર;
જાગી ખીલે ત્યાં જીવનની સોળે પાંખડી:
　　આવો, આવો, એવાં ભરિયે નયને નૂર!
　　　જાગી જાગી ઉરમાં જુગજુગ કેરી જ્યોત જો. ૪

ઊતરી પડશે પડદા રજની જેવા મોહના,
　　જડશે આત્માને અરુણાં મોંઘાં કલ્યાણ;
પળમાં પડશે પગલાં પ્રાણે તેજોદેવનાં:
　　આવો, લઇએ જીવનભરતી એ રસલહાણ!
　　　જાગી જાગી ઉરમાં જુગજુગ કેરી જ્યોત જો:
　　　માગી માગી લેજો જુગજુગ કેરી ઓથ જો! ૫

## પ્રભુના ધબકારા

• ભીંજે મારી ચુંદડલી •

ફરો, ફરો રે પાછાં, હો મારાં બાળ!
પ્રભુ તે શું કહેશે રે?
તોડી ચાલ્યાં ક્યાં આ પુણ્ય કેરી પાળ?
પ્રભુ તે શું કહેશે રે?—

જુગજુગજૂનું ઝીલે ઝૂલતું જગત આ;
જુગજુગ ખીલે એની વાડી રે;
જુગજુગજૂનાં એનાં પુણ્યો પાંગરતાં:
જશો શું પલકે એ સૌ પાડી?
હો! પ્રભુ તે શું કહેશે રે? ૧

રૂપલા સાગરમાં સોનલા કો બેટશા
શોભે સંસાર મનુકુલના રે:
આંધી ચઢાવી, એની દિશદિશ ડુબાવી,
જશો શું કરી એને ધૂળના?
હો! પ્રભુ તે શું કહેશે રે? ૨

ખીલી વસંત મોંઘી અનંત આનંદશી,
ખીલ્યાં છે ફૂલ ઊગી ઢગલે રે;
દેવોના શ્વાસ જેવા પમરે પરાગ ત્યાં
જશો શું વેડી ડગલે ડગલે?
હો! પ્રભુ તે શું કહેશે રે? ૩

પ્રભુએ કહ્યું છે: મારું વસુધા કુટુંબ આ,
હું જ છું સૌની સ્નેહગ્રંથિ રે;-
ધર્મને નામે આજે ગ્રંથિ એ તોડી
થશો શું ધર્મી દ્વેષપંથી?
હો પ્રભુ તે શું કહેશે રે? ૪

ગંગા યમુના જેવાં સ્નેહ ને સત્યનાં
ઊતરે છે પુણ્યજળ જગમાં રે:
ડહોળી એ તીર્થ મોંઘાં પ્રભુના નિવાસનાં
પડશો શું કર્દમના ઢગમાં?
હો! પ્રભુ તે શું કહેશે રે? ૫

દિનભર જોતી બધું ભાનુની આંખડી,
જોતા જો રાતભર તારા રે:
પળપળ આવી અદલ આત્મા જગાડતા
હૈયે શું નથી ધબકારા,
કે પ્રભુ તે શું કહેશે રે? ૬

## અજ્ઞાન

• રાગ ભૈરવી–તાલ દાદરો •

હું શું બોલું હવે, કિરતાર?
નાવે કાળ ફરી નિરધાર.—

આવી તેણે મુજ પાસ કંઇ માગ્યું,
લાગ્યું ખરું નહીં લેશ;
પોલાં આકાશનાં સ્વપ્ને પડી હું
જોતો ત્યાં માયાના વેશ:
મેં ન કીધો કશો ઉચ્ચાર,
તેને દેખાડયું મેં મુજ દ્વાર.
હું શું બોલું હવે, કિરતાર? ૧

આવ્યો સવારે ને આવ્યો તે સાંઝે,
આવ્યો બપ્પોરે ને રાત;
હું તો તુમાખીમાં રહેતો મુસ્તાક ત્યાં—
એ તે શી રોજ પંચાત?-
મેં ન કીધી કશી દરકાર,
સુણાવ્યા બોલ તેને બેચાર.
હું શું બોલું હવે, કિરતાર? ૨

બળતાં આંસુડાંમાં આવ્યો તે પાછો,
દુ:ખે ને શોકે ડૂબેલ;
હું મુજ લક્ષ્મીશું રમતો ત્યાં રંગે,
આ તો નફ્ફટના ફેલ:

અંતે કીધો મેં ક્રોધે પુકાર,
ત્યાંથી કાઢી મૂક્યો તેને બહાર!
હું શું બોલું હવે, કિરતાર? 3

ચાલ્યો ગયો તે: ખૂણે પડેલી
તુંબી જડી તેની ત્યાંહિં:
હાય રે! પ્રભુ એ તો આવ્યા'તા આંગણે!
મેં ન જાણ્યું ફૂટ કાંઈ!
મારો છૂટી પડ્યો અવતાર:
નાવે નાથ હવે મુજ બાર?

હું શું બોલું હવે, કિરતાર?
નાવે કાળ ફરી નિરધાર? ૪

## વિયોગકથા

• રાગ પીલુ–જિલ્લા–ત્રિતાલ–પંજાબી* •

કથા એ પ્રભુ! કોણ કથી ગયો આમ?—

અક્ષર ખૂટ્યા, શબ્દ વછૂટ્યા,
ખૂટ્યા વિચાર તમામ— કથા એ૦ ૧

તંતનો અંત કો સંત ન પામ્યા,
પીર પેગંબર નામ— કથા એ૦ ૨

નવલખ તારા લખી લખી હાર્યા,
અકથ રહ્યા એ કલામ— કથા એ૦ ૩

પડપડ બોલે ધરણી ભૂગોળે,
બોલે ન બોલ વિરામ— કથા એ૦ ૪

અંડ ને પિંડના ખંડ થયા ક્યાં,
ક્યાં ધૂળ ને સ્વરધામ?— કથા એ૦ ૫

એક અકથ્ય તું, એક જ સત્ય તું:
મૌન અદલ અભિરામ!— કથા એ૦ ૬

* બતા દે સખી! કૌન ગલી ગયો શ્યામ,"—એ રાહ.

## કેડો

• રાગ ભૈરવી–તાલ દાદરો •

મારો કેડો ધરે કિરતાર રે!
જોની, મારો કેડો ધરે કિરતાર!
મને છોડે નહીં પળવાર રે,
જોની, મારો કેડો ધરે કિરતાર!—

ભર્યાં પ્રભાભર ભુવન તે એનાં
છોડ્યાં મેં દૂર પેલી પાર;
તારા, વાદળ ને વીજળીથી સરતો
કીધો મેં ધરાસંચાર રે:
જોની, મારો કેડો ધરે કિરતાર! ૧

ભૂમિ ઉપર ભય પામું હું ભારી,
એ છે પ્રપંચી અપાર:
જ્યાં જ્યાં હું જાઉં ને જે જે કરું તેમાં
આવે એનો જ પડકાર રે:
જોની, મારો કેડો ધરે કિરતાર! ૨

માતાની ગોદમાં છુપાઉં ત્યાં ઉરથી
આવે એના ધબકાર:
રમતો પડું તો ત્યાં અણદીઠો હાથ એનો
નીચે મૂકે નિરધાર રે:
જોની, મારો કેડો ધરે કિરતાર! ૩

ઝૂઝતી જુવાનીમાં હૈયું ઝુકાવું,
ઘૂમું વસંતને બહાર;
જે જે ધરું તે વિલાય મારા હાથમાં,
ફૂંકે એ સૌમાં ફૂંકાર રે,
જોની, મારો કેડો ધરે કિરતાર! ૪

રાખ મને, રાખ મને, રોજ એવું વિનવે;
રાખું હું કેમ એને, યાર?
એને રાખું તો ના બીજું રખાય કંઇ,
ડરતો રહું દિલ મોઝાર રે:
જોની, મારો કેડો ધરે કિરતાર! ૫

ક્યાં છે વસંત, ને ક્યાં છે સૌ સાહેબી?
ક્યાં છે છોરુ ને સંસાર?
જ્યાં જ્યાં વળું ત્યાં દોડે સામો અંધાર, ને
ભયના આવે ભણકાર રે:
જોની, મારો કેડો ધરે કિરતાર! ૬

સરતાં મુજ પાય પડું કાળકેરા વહેણમાં,
પડતાં હું મારું પોકાર:
એ તો હતો મારી પૂઠે જ, ત્યાંથી
આવીને દે આધાર રે:
જોની, મારો કેડો ધરે કિરતાર! ૭

"આવ રે, હો ભીરુ! ક્યાં નાસે ભવોભવ?
ફેરવ આ તારા દિદાર!"—
ફરતાં પ્રકાશ ત્યાં પામું હું એનો,
છૂટે મારો અંધાર રે;
જોની, મારો કેડો ધરે કિરતાર! ૮

એ તો કહે, લીધું મેં તારું સર્વસ્વ તે
ખોયું નથી તેં લગાર;
આવ, મારા હાથમાં એ શોધી તું લે સૌ,
આવની તું મારે બાર રે!—
જોની, એવું કહે ત્યાં મને કિરતાર! ૯

એવા તે પ્રેમીનો પ્રેમ કેમ છાંડું?
ભટકી વહેવો ભવભાર:
આવ રે કિરતાર! રાખું હૈયે ને પ્રાણે!
તું જ છે ખરો દિલદાર રે!
જોની, હું ન છોડું તને કિરતાર!* ૧૦

*આની અગાઉ છપાયેલા "દોટ" કાવ્યની નીચેની ટીપ વાંચવી.

# શરણું

• રાગ જોગિયા—ત્રિતાલ •

શરણુ! મન પ્રભુને જા રે તું!
પૂજ્યાં મંદિર તીર્થ,
હો મનવા, પૂજ્યા પર્વત પહાણુ,
હો મનવા, પૂજ્યાં જાણુ અજાણુ:
પૂજ્ય અપૂજ્ય ન કાંઈ જગતમાં,
એક પરમ કલ્યાણુ:
શરણુ મન! પ્રભુને જા રે તું! ૧

ઝબકે તારક સૂર્ય,
હો મનવા, ધડકે ઉર આકાશ,
હો મનવા, ફરકે અંતર આશ;
પળપળ ક્ષણુક્ષણુ ઊપડો એવા
પ્રભુના શ્વાસોચ્છ્વાસ:
શરણુ મન! પ્રભુને જા રે તું! ૨

દુ:ખમાં દુ:ખ છે મોહ,
હો મનવા, સુખમાં સુખ છે સ્નેહ,
હો મનવા, સ્નેહ જ પ્રભુનો દેહ;
દુ:ખ સુખથી કંઇ ઓર જગતમાં
પ્રભુના વરસે મેહ:
શરણુ મન! પ્રભુને જા રે તું! ૩

# અલખ ધન

• રાગ કાફી–તાલ દીપચંદી* •

અલખધન રળવા મથન કર, મનવા!—

ગોધન, ગજધન, સર્વ રતનધન,
ચાહ્ય ધનાધિપ બનવા;
એ ધનબંધનમાં પડી ભૂલ્યો
એક અલખધન ગણવા:
અલખધન રળવા૦ ૧

તાપે સુકાય ન, નીરે ભીંજાય ન,
પામે ન ખળ જન હણવા;
પળપળ ક્ષણુક્ષણુ વધતું એ કણુકણુ;
ચાલ અલખધન લણુવા:
અલખધન રળવા૦ ૨

એ ધન વર્ધન કરવા ન પડશે
ગગન પાતાળને ખણુવા;
અલખ નિરંજન ભવભીડભંજન,
માંડ અદલ મન ચણુવા:
અલખધન રળવા૦ ૩

* "સમજ મન સમજીને લાગ સુધારવા,"—એ નર્મદ કવિના ગીતની રાહ.

# દિલની વાતો

• ધોળ •

આવો સંતો, દિલની વાતો કરીએ અણુકહી:
  દુનિયા બોલે બોલે તોપણ રહે અબોલ;
ગાજી ગાજી ગગને ઘૂમે ઘેરા મેહુલા,
  વરસે થોડા, બહુ તો ઘસડી લે વંટોળ:
    આવો સંતો, દિલની વાતો કહીએ અણુકહી. ૧

દિવસે તેજપટે બંધાતું મુખ આકાશનું,
  જાણે ઊઘડશે રાતે એના ઉરલેખ;
રજનીમાં ઘૂંઘવાઈ રહે ઊંડા અંધાર ત્યાં,
  વિધિ તો ત્યાં પણ મારે લાખો રૂપામેખ!
    આવો સંતો, દિલની વાતો કરીએ અણુકહી. ૨

પૂર્ણિમાએ ચંદ્ર પધારે વ્યોમ ભર્યોભર્યો,
  ભરભર ફૂટે એની અમીવાણીની સેર;
દિલ ખોલી દેવા એ જાય ધરાશું એટલો,
  પછી તો ઘડી બે ઘડીની અધૂરી મધુરી લહેર:
    આવો સંતો, દિલની વાતો કરીએ અણુકહી. ૩

ઘોરી ઘોરી પળપળ ગરજે સાગર ગંભીરા,
  ઘૂઘવી ઘૂઘવી બોલે એના અંતરનાદ;
ડૂબ્યા મહીં કંઇ ખંડો, ડૂબી કંઇ કંઇ સંસ્કૃતિ;
  એ ના કહે તેના પૂરા ઉલ્લાસ વિષાદ:
    આવો સંતો, દિલની વાતો કરીએ અણુકહી. ૪

ક્રોડો જન પ્રાણી જનમ્યાં, ને ક્રોડો વહી ગયાં ;
  એના નોંધાયા આકાશપટે ઇતિહાસ :
વાંચી અક્ષર પાંચ જ વિસ્મય પામે માનવી,
  પણ પંચાણુંના છે કાળતિમિરમાં વાસ :
    આવો સંતો, દિલની વાતો કરીએ અણુકહી. ૫

લાખો પર્વતમાંથી લાખો સરિતા વહી જતી,
  લાખો વન ને લાખો ખેતરના એ પ્રાણ :
જુગજુગ કેરી વાતો ભરી એના રસગાનમાં,
  મળશે માનવને પૂરી કદી એ રસલહાણ ?
    આવો સંતો, દિલની વાતો કરીએ અણુકહી. ૬

પાતાળે પદ રોપી ઊભા વ્યોમે પર્વતો,
  ભીતરમાં ધૂણી ધખતી, શિર પર હિમ છાય ;
રવિ-ચંદા-તારાશું કરતા લાગે ગોઠડી,
  પણ ખોલે કદીક જ એના અંતરની લાહ્ય :
    આવો સંતો, દિલની વાતો કરીએ અણુકહી. ૭

મુઠ્ઠીભર મગજે દુનિયાનાં ડહાપણ ડોલતાં,
  મુઠ્ઠીભર હૈયે છે કોટિક કોટિક ભાવ ;
જરીશી જીભે રમતાં અગમનિગમનાં ગીતડાં,
  પણ ક્યાં છે જગમાં સુણનારાં દિલદરિયાવ ?
    આવો સંતો, દિલની વાતો કરીએ અણુકહી. ૮

પ્રભુએ કહેવું તે તો કહ્યું છે એક જ અક્ષરે,
  દુનિયાને દીધો છે એક જ બોલ અજોડ;
બાવન અક્ષર પકડી વલખાં મારે માનવી,
  સમજી બોલે એક જ તો ત્યાં સમશે કોડ:
    આવો સંતો, દિલની વાતો કરીએ અણુકહી. ૯

માનવદેહે છે મોંઘો પારસમણિ દોહ્યલો,
  એને ઘસી જાણે તે પામે સોનામોલ:
માનવહૈયામાં વાતો બ્રહ્માંડ તણી ભરી;
  આવો, કહીએ તો કહીએ એ એક જ બોલ!
    આવો સંતો, દિલની વાતો કરીએ અણુકહી. ૧૦

## અતી મોડું

રાગ ધનાશ્રી—લાવણી *

મારી તો ગઈ રે જુવાની—
ગઈ ક્યાં તે ન જાણી.—

સૂરજો ડોલ્યા, ચંદ્રો ડોલ્યા,
ડોલ્યાં ગગન ગુમાની;
ભુવન ભુવન ભડ તાપે ડોલ્યાં,
એવી ઉગ્ર દિવાની!
મારી તો ગઈ રે જુવાની. ૧

તાપે તૂટ્યા, રંગે ખૂટ્યા,
પડ્યા પવન તોફાની:
ગગન બધે લાગે અંધરાતું,
પલકે પાંખ નિશાની:
મારી તો ગઈ રે જુવાની. ૨

જોતાં જોતાં દિશા ડૂબી ને
ડૂબી બધી મસ્તાની;
મંદિરમાં તો પડતા ઘંટા,
દિલમાં ઘંટી છાની:
મારી તો ગઈ રે જુવાની. ૩

* "મેરી તો ગઈ રે મથનીયાં, દધિ કયસે વલોવું?"—એ કબીરપદની રાહ.

